ॐ तत्सत् परमात्माने नमः

શ્રી  નાટક

લક્ષ્મીકાન્ત

# વારસદાર

નાટકનાં ગાયનો અને ટુંકસાર

---

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ

ચંદુલાલ ભગવાનદાસ મપારા.

માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામ—ધીકાંટા ભારતભુવન થીએટર,—અમદાવાદ

કિંમત ૪ આના

॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

॥ श्री ॥

# વારસદાર

## નાટકનાં ગાયનો અને ટુંકસાર.




રચનાર:—રા. મણિલાલ પાગલ.

કાવ્યવિભાગ—રા. જીવણલાલ બ્રહ્મભટ્ટ.

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.



છપાવી પ્રસિદ્ધ કરનાર,

ચંદુલાલ ભગવાનદાસ મપારા.

માલેક:—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

હાલ મુકામ:—ઘીકાંટા ભારતભુવન થીએટર,—અમદાવાદ





આવૃત્તિ પહેલી) સને ૧૯૩૯ ( પ્રત ૨૦૦૧

આ ચોપડી શ્રી જૈન એડવોકેટ પ્રિન્ટીંગ પ્રેસમાં વાડીલાલ બાપુલાલ શાહે છાપી છે; ઘીકાંટા નેશીંગભાઇની વાડી,—અમદાવાદ.


કિંમત ચાર આના.

# વારસદાર નાટકમાં આવતાં મુખ્ય પાત્રો

## પુરૂષ પાત્રો.

**રાધારમણ**—એક જાગીરદાર

**નવલરાય**—ખટપટી વકીલ

**રતિનાથ**—રાધારમણનો ભત્રીજો અને જાગીરનો હકદાર વારસ

**અનુપસિંહ**—રાધારમણનો સેવક

**અચળસિંહ**— ,, ,,

**વિલ્સન**—વેસ્ટર્ન હોટેલનો માલેક

**જાદવરાય**—પોલીસ અમલદાર

**માધવરાય**—લોકસેવક

ઉપરાંત ન્યાયાધિશ, વકીલો, નાગરીકો, ગામડીઆઓ, સીપાઈઓ ઇત્યાદિ

## સ્ત્રી પાત્રો.

**ચંદ્રકલા**—રાધારમણની પુત્રી

**રમણી**—અનાથ બાલિકા ભવિષ્યની રતિનાથની પત્નિ

**જ્યોતિ**—જાદવરાયની પત્નિ

**મોતી**—માધવરાયની થનાર સ્ત્રી

**બિન્દુ**, **ઇન્દુ**, **સુશીલા** — જ્યોતિની સહચારીઓ

ઉપરાંત સખીઓ, કન્યાઓ, વારાંગનાઓ ઇત્યાદિ.

શ્રી

# વારસદાર.

## નાટકનો ટુંકસાર



## અંક પહેલો

### મંગલાચરણ અને વસ્તુસૂચન

**પ્રવેશ ૧ લો:**—જાગીરદાર રાધારમણને સી. આઇ. ઇ. નો ખિતાબ મળ્યો છે તેના માનમાં મેળાવડો. રતિનાથ નામનો આશ્રમમાં ઉછરતો યુવાન વધુ અભ્યાસ માટે વકીલ નવલરાયના કહેવાથી રાધારમણ પાસે રૂપીયાની માગણી કરે છે. રાધારમણ તેનો ઇન્કાર કરે છે. નવલરાય રતિનાથને પૈસા આપી વિદાય કરે છે બાદ ભાવિ ભયદર્શન કરાવી રાધારમણને પોતાની જાળમાં સપડાવવાની ચાલબાજીમાં સફળ થાય છે.

**પ્રવેશ ૨ જો:**—રામગઢના ફોજદાર જાદવરાયની પત્નિ પતિદેવની બેકાળજી માટે અફસોસ વ્યક્ત કરે છે ત્યાં એની બેન મોતી એના દુઃખમાં સહભાગી થાય છે. મોતીનો ભવિષ્યનો ભરથાર માધવરાય દેશ સેવામાં જોડાય છે. તેને ઠેકાણે લાવવા અને સાઢુ ભાઇની હાંસી કરવા માટે સુંદર તાગડો રચે છે.

**પ્રવેશ ૩ જો :** વધુ અભ્યાસ માટે વિદેશ જતા રતિનાથને રમણી નામની બાળા સ્વાશ્રયી બનવા તેમજ હિંદુસ્તાનની સંસ્કૃતિની વિશેષતા સમજાવે છે. પોતાના ભાવિ મનોરથનો વિનાશ થતો જોઈ ચંદ્રકલા ઉશ્કેરાય છે છતાં રતિનાથ પોતાના નિશ્ચય પર કાયમ રહી વિદેશ જવાનું મુલત્વી રાખે છે બાદ પોતાના સંતાપનું મૂળ નાબુદ કરવા રાધારમણ ગુપ્ત વેશે આવી રતિનાથ ઉપર ઘા કરવા જાય છે ત્યાં નવલરાયના હાથે રતિનાથનો બચાવ થાય છે.

**પ્રવેશ ૪ થો :** ચંદ્રકલા પોતાની મનોવ્યથા રમણી સામે રજુ કરે છે. સ્ત્રી હૃદયમાં રહેલા માત્સર્યનું દિગ્દર્શન રતિનાથ તરફ વળતી ચંદ્રકળાને રાધારમણ આગળ વધતી અટકાવે છે અને રતિનાથનો વિનાશ કરવા નવલરાયનો સહકાર સાધી અચળસિંહ નામના પોતાના સેવકને શત્રુ સંહારનું શસ્ત્ર બનાવવાનો નિશ્ચય કરે છે.

**પ્રવેશ ૫ મો :** રમણીના વાક્ચાતુર્ય અને વ્યક્તિત્વથી અંજાયેલો રતિનાથ હૃદયનો ઉભરો ખાલી કરવા આવે છે પણ રમણીની તિવ્ર વાણી તેના હૃદયને આઘાત ઉપજાવે છે અંતે ઉભયના અંતઃકરણમાં યત્કિંચીત આકર્ષણ ઉત્પન્ન થાય છે. શંકાશીલ ચંદ્રકળા પોતાના દિલની વાત રમણી

પાસે ઠપકા સ્વરૂપે રજુ કરે છે. ચંદ્રકલા રતિનાથ આગળ પોતાનું હૃદય ખોલી નાંખે છે. ત્યાં રતિનાથનો નાશ કરવા આવેલા અચળસિંહના હાથે ચંદ્રકલા ઘાયલ થાય છે.

**પ્રવેશ ૬ ઠો** : માધવરાય આવવાના છે એ ઉત્સાહમાં અધીરી થયેલી મોતીને જ્યોતિ ધીરજ આપે છે. જાદવરાય ફોજદાર સ્વયંસેવક પાર્ટીના આગેવાન તરીકે આવેલા માધવરાયને એરેસ્ટ કરીને ઘેર લાવે છે. માધવરાયની બુદ્ધિ ઠેકાણે લાવવા જેલમાં મોકલવાને બદલે જાદવરાય માધવરાયને ઘરમાં નજર કેદ રાખે છે.

**પ્રવેશ ૭ મો** : સ્વાશ્રયી જીવન ગુજારતા રતિનાથનું કાસળ કાઢી નાખવા રાધારમણ અને નવલરાયે અનુપસિંહને ધનલોભથી પોતાનો કરી લીધો છે. રતિનાથ કાવત્રાખોરોની જાળમાં સપડાય છે. અનુપસિંહ રતિનાથનું ખુન કરવા તત્પર થાય છે કિન્તુ રતિનાથના દયાજનક શબ્દોથી અનુપસિંહનું હૃદય પલટાઈ જાય છે. અનુપસિંહની નાફરમાનીથી ઉશ્કેરાઈ રાધારમણ અને નવલરાય બંન્ને શત્રુઓનો નાશકરવા તત્પર બને છે. પરસ્પર વિખવાદ વધતાં અનુપસિંહ રતિનાથને બચાવી નાસી છુટે છે.

# અંક બીજો.

**પ્રવેશ ૧ લો :** વેસ્ટર્ન હોટેલના માલીક વિલ્સન નામના એક યુરોપીયનને લુંટી લેવાને તૈયાર થએલા ભીલ લોકોના હાથમાંથી અનુપસિંહ અને રતિનાથ વિલ્સનનો બચાવ કરે છે. ઉપકારવશ વિલ્સન તે બન્નેને પોતાની સાથે લઈ જાય છે.

**પ્રવેશ ૨ જો :** નજરકેદી માધવરાય જેલમાં મહેલની સગવડો પામતાં આશ્ચર્ય મુગ્ધ બને છે. નજરકેદમાં પુરૂષ અધિકારીઓને બદલે સ્ત્રીઓ નિહાળી વધુ મુંઝવણમાં પડે છે. બિંદુ પાસેથી પણ કંઈ ખુલાસો મળતો નથી. જાદવરાય અને જ્યોતિ માધવરાયની મુંઝવણમાં ખુશ થાય છે. બળાપો કરતી મોતીને જાદવરાય એક ખુની સ્ત્રી તરીકે રજુ કરે છે એથી માધવરાય વધુ મુંઝવણમાં પડે છે.

**પ્રવેશ ૩ જો :** ચંદ્રકલા અને સખીઓનો નમ્ર વિનોદ. પોતે પસંદ કરેલા રાજકુમારને પસંદ કરવા માટે રાધારમણ

ચંદ્રકલાને આગ્રહ કરે છે. ચંદ્રકલાનો ઇન્કાર અને આજીવન બ્રહ્મચારિણી રહેવાનો નિશ્ચય. નાસી છુટેલા રતિનાથને સપડાવવા નવલરાય નવી તરકીબ રચે છે પણ એમાં એને નિષ્ફળતા સાંપડે છે, રતિનાથ જુવે છે એ ભેદ રમણી પામી જાય છે. રમણીને કેદ કરવા જતાં ચંદ્રકલાના હસ્તે રમણીનો છુટકારો.

**પ્રવેશ ૪ થો** : બેન બનેવીના ચેનચાળાથી કંટાળેલી મોતી બિંદુ પાસેથી માધવરાયનો સર્વ વૃત્તાંત સાંભળે છે. માધવરાયને વધુ મુઝવણમાં નાખવા શુશીલા નામની કાળી સ્ત્રીને રજુ કરવામાં આવે છે. સુશીલાના ચેન ચાળાથી માધવરાય વધુ ગભરાય છે.

**પ્રવેશ ૫ મો** : ઉપકારવશ થયેલો વિલ્સન અનુપસિંહ અને રતિનાથનું સ્વાગત કરે છે તેમજ તેમનું રક્ષણ કરવા પોતાની લાગવગનો ઉપયોગ કરવાનું વચન આપી નોકરીમાં રાખે છે ગુપ્તવેશે રતિનાથ અને અનુપસિંહની શોધમાં નિકળેલ રાધારમણ અને નવલરાયનું આગમન, જેને શોધી રહ્યા છે તેજ માણસો હોટલમાં છે એમ જાણતાં હોટેલના મકાનને આગ લગાડવાનો નિશ્ચય કરે છે. આત્મશાંતિ મેળવવા માટે અમેરિકાની મુસાફરીએ જવા નીકળેલી ચંદ્રકલાને વિદાય

આપવા આવેલી રમણી દાખલ થાય છે. રતિનાથનું મિલન- ચંદ્રકલા હસ્તે રમણી અને રતિનાથનો હસ્ત મેળાપ. આગની ભુમ પાડતા માણુસો નાસભાગ કરે છે. ચંદ્રકલાનું મૃત્યુ. અનુપસિંહ, રતિનાથ અને રમણી આગમાંથી બચી જવા પામે છે.

## અંક ત્રીજો

**પ્રવેશ ૧ લો :** પુત્રીના મૃત્યુથી ચિંતાગ્રસ્ત રાધારમણુને નવલરાયનું શાંત્વન, નવલરાય પોતાની હેન્ડબેગ આગ વખતે વેસ્ટર્ન હોટલમાં ભુલીગયો છે. વિલ્સન અને અનુપસિંહ હેન્ડબેગના હથીયારથી કાયદાનો ડર બતાવી રાધારમણુ પાસેથી વીસલાખ રૂપીયા પડાવે છે.

**પ્રવેશ ૨ જો :** દિનપ્રતિદિન વધુ મુશ્કેલીમાં મુકાતા માધવરાયને મુક્તિ મળે છે. સાઢુ ભાઈએ કરેલી હાંસીનું ખરૂં સ્વરૂપ જાણ્યા બાદ મોતી અને માધવરાયનો હસ્ત મેળાપ અને આનંદ.

**પ્રવેશ ૩ જો :** એક બાજુ વીસ લાખ રૂપીયા પડાવી બીજી તરફથી નુકસાની મેળવવા વિલ્સને રાધારમણુ અને નવલરાય ઉપર કેસ કર્યો છે. નવલરાય તાજનો સાક્ષી બની સત્ય બીના જાહેર કરે છે. રાધારમણુની આત્મહત્યા, કોર્ટ ખરા હક્દાર રતિનાથને રામગઢની જાગીર સોંપે છે.

**અંતિમ ઉપસંહાર.**

શાંતિ ! શાંતિ ! ! શાંતિ ! ! !

॥ ॐ तत्सत् परमात्माने नमः ॥

શ્રી ગણેશાય નમ:

# વારસદાર

## નાટકનાં ગાયનો

### મંગળાચરણ.



વારન વદન હે ગણપતિ
મંગલમય મનહર કરજે વિમળમતિ,
ભવ્યભાલ વિદ્યાવિહારી

વિચારવાણી–શ્રુતિ સ્મૃતિ સ્વામી
શુભકર શિશુગણ નમામિ
જય જય કર શાંતિ પ્રસારી.

**બાળાઓ:—** ૨

માયા મોહ ગુંચવણી રહેજે સમજી ના સમજાય
સમજ હોયે સર્વ ભૂલે છે. પરિણામે પસ્તાય.
કોઈ લક્ષ્મીથી મદમાતા રૂપમાં દિવાના થાતા

દિપ ઉપરના મૂર્ખ પતંગો અંતે સળગી જાય.
સત્તા લોભે થઇ દાનવ માનવતા ભૂલે માનવ
સંપત્તિ સત્તા થાએ શત્રુ એ ઇશ્વરનો ન્યાય

કંચનીઓઃ— ૩

પીનસ્તનની પ્રમદા જતી પનઘટ કેરી વાટ
જળ ઝીલતાં જીવન મળ્યાં રસ સરવરને ઘાટ
પીન પયોધર ઉપર કંચુકી શોભતી
સ્હેજ રસિકની ત્યાં આંખલડી શોભતી
નયનોના બાણું બચવા સાળુ સંકોરતી
જોશે નિતંબ કોઇ લજ્જા એ આવતી
ઝટપટ ચાલું તો લંક લચકાતી
લજ્જા બહુ આવતી
ભાન ભૂલીને ઝાંઝર પગનાં ત્યાં ખોયાં
હારી બલિહારી દિલડે દરદો પરોવ્યાં
લૂંટાણી લાખેણી લાજ હું મદમાતી
નયનો નચાવતી

જ્યોતિઃ—   ૪

રાતલડી પરણ્યાની પહેલી વિતિ ગઈ તકરારમાં
કાલ સુધરશે પરણ્યો મારો રહી ગઈ હું તો ભારમાં
ઉન્હા છે નિઃશ્વાસ જીવવું આંસુના સહારે
એક ઠરવા ઠામ નથી આ સળગેલા સંસારમાં
હું રસિકા વ્હાલમજીને કરતી વ્હાલ વધારે;
રીસ કરી વ્હાલમજી કહેતા આવું છું પળવારમાં

મોતીઃ—   ૫

જવા દઈશું નૌકા કિનારે કિનારે
તરી જઈશું સાગર સુકાની સહારે.
કાયાની હોડલીને પ્રિતમ ખેવૈયો;
મીઠો છે મહેરામણ વ્હાલમના વિહારે.
સાગર તરંગ જેવાં હૈયાં ઉછળશે;
ગુંથાશે ત્યાં હૈયાં આતમના ઈશારે.

રમણીઃ—   ૬

આ દિવ્ય ભૂમિ ભારત મૈયા છે જેની જોડ જણાય નહિ,
જે સંસ્કૃતિ ઉજવલ સુમન સુવાસે વાડીએ સૂકાય નહિ.
સ્થાન લીલાનાં કૃષ્ણ તણાં જ્યાં રામ તણા સૌ ત્યાગ વસે,

ત્યાં દિવ્ય પ્રભા ઝળકે વિભુની પછી જગમાં ઝાંખી થાય નહિ.
કંઈક લૂંટારા લૂંટી ગયા પણ જેનાં હીર ન લેશ ઘટે,
આથમતાં શું અમને લૂંટે જ્યાં પૂર્વના પૂણ્ય ખૂંસાય નહિ.

**રમણી અને સહચરીઓ:—૭**

સ્નેહ ભાવ ભીની જીવન સખી પુરૂષની
સાધન રમતનું થઈ છે અબળા બિચારી જગની
કમનીય હોય ત્યારે વાતો કરે પ્રણયની,
કાતિલ કુહાડે કાપે કોમળ કળી કુસુમની
જાણીને ઝેર પીવું વિમાસવું વૃથા ત્યાં
કાંચન કસીને લેતાં આશા પૂગે જીવનની

**રમણી:—** ૮

સાગર કેમ સમાયે કહેશો નાની ગાગરમાં !
અમૃત સાથે ઝેર ભળ્યાં છે ખારા સાગરમાં
પ્યાલામાં સાગર પીવાને જીવનમાં ચેતન ભરવાને
દ્રષ્ટિમાં સૃષ્ટિ આખી છે નટવર નાગરમાં
દ્રષ્ટિ જેની દોષ વગરની એની દુનિયા દુઃખ વગરની
એજ સમાવે સ્હેજે સાગર નાની ગાગરમાં

**મોતી:—** ૯

સૂની સૂની હૈયાની અમારી કુંજમાં કોયલ ટહુકે
એના ટહુકે છે વેદના વિકાર કાં કોયલ ટહુકે
હું બળતીને ઝાઝી શું બાળતી
થઇ નિષ્ઠુર કાળજડાંને કાપતી...કોયલ ટહુકે
ગાન મીઠાં અલી તું ટહુકારજે
મારા વ્હાલમને સ્નેહે સત્કારજે...કોયલ ટહુકે

**મોતી:—** ૧૦

દીઠા મેં નયનોના જાદુ અપાર નાવલીયામાં
ઝળકે છે ઝળકે છે જ્યોતિ ઝળકાર નાવલીયામાં
આશાની વેલ મારી ફળશે ને ફાલશે
નયનોના નાથ નયન નયનોમાં ઢાળશે
સૃષ્ટિમાં સુધાનો સાર નાવલીયામાં
વાતે વિતાવી રાત રીઝવી પ્રભાતમાં
અંતરની વાત બધી કહીશું એકાંતમાં
સુખ શૈયાના દીઠા કરાર નાવલીયામાં

# અંક બીજો

**ભીલ કન્યાઓઃ—** ૧૧

છેલ વિજના વછુંભ્યા આજ વહેલા આવે.
રાજ વહેલા આવો

સૂની સેજલડીને સૂના છે સાજ
વિનતિ કરૂં છું રાજ મૂકીને લાજ
રાજ વહેલા આવો

આષાઢીલા મેઘનાં ઘેરાં ગર્જન થાય
વેરણુ એમાં વિજળી ચિત ચળાવી જાય
ચિતડાના ચોર રે મનડાના મોર રે
ઝુરે વિજોગણુ વિરાગમાં

કાંચનની વેલડી બાળા અલબેલડી
બળતી બિચારી અનુરાગમાં

**બિંદુઃ—** ૧૨

નિષ્ઠુર જાત નરની કોમળ બિચારી નારી
પુરેપુરા વિકારી સ્વરૂપના શિકારી.
કરતી ગુલામી એથી કહેવાય નાર અબળા.

સ્વાર્થી જનોએ સ્નેહે સત્તા દીધી વધારી.
શકિત સ્વરૂપ નારી આજે બની છે સબળા;
નક્કી હવે ઉતરશે પુરૂષો તણી ખુમારી.

દાન્ડુ:— ૧૩

કળીયો ડંખ વિના કરમાયરે ! ભમરા ફુલવાડીએ આવ
દર્દને વિષ અમૃત પીવાય રે ! ભમરા ફુલવાડીએ આવ
રસ ગુંજન ત્હારાં મન ગમતાં
અમ હૈયાં એથી થનગનતાં
ઉર કાંઠલડે અજવાળાં થાય રે ! ભમરા ફુલવાડીએ આવ
તું જુગ જુગનો પ્રેમી જ્ઞાની
કદી કમળ કરે કંઈ નાદાની
નવ પાંખડી તુંથી છેદી જાય રે ! ભમરા ફુલવાડીએ આવ

પરિચારિકાઓ:— ૧૪

આવો રસિયાં હો રાજ આજ રસને મંદિરીયે
ભકિતની ભાવના રસાળ....

વસમીએ રાગભરી વાટ છે વિરાટની
સંયમ ને શીલ શોભા કાયાના ઘાટની
શક્તિએ સ્નેહુની વિશાળ....

વિજળીની વેલ ત્હોયે હૈયાં કુસુમશાં
રાચે રાગીનાં હૈયાં ત્યાગી થઈ ત્યાગમાં
એ પ્રીત કેરી રીત છે રસ બાલ....

રમણી:— ૧૫

હર પળે તોબાહુને ગુન્હા તમારા હરઘડી
બેહાલ અંતે થઈ જવાના પાપને પંથે પડી
દુનિયા અજબ બાઝાર માનો કોટડી કાજળ ભરી
પાપ રેખા લાગતાં પોકારશે માથે ચડી.
ગર્વ ત્યારે ઉતરશે જ્યાં કાળ નોબત ગડગડી,
હસી હસીને કરી લ્યો કર્મો ભોગવી લ્યો રડી રડી.

રમણીઃ—                    ૧૬

રાગી વિરાગી ! ત્યાગી તારા વિચાર બ્હેની (૨)
શિખવ્યા અમોને તેં તો પ્રીતિ પ્રકાર સજની (૨)
ભોળું બિચારૂં બુલબુલ હસતું ગાતું ઉપવનમાં,
લાખો ભરી'તી આશા કુમળા કુંવારા તનમાં,
અંતે સમાધિ એની રસ કુંજ દ્વાર બ્હેની (૨)
હે કે અનુપમ એને ઉપમા ક્યાંથી શું આપું
સાગર સમાન તેને અંજલી તે હું શું આપું;
વરવા સુરજને તે શું દિપના ઉજાસ જેના
વિમળા પ્રકાશ.......

મોતીઃ—                    ૧૭

આંખડી ખોળે અલબેલાની આંખને
પાંખડી ખીલી કરમાય
મારૂં મન મોહ્યું રસીલાના રાગમાં
આંખથી જોઉં છતાંયે મળાય ના
દુઃખડાં કોને કહેવાય

કાયા મારી સળગે અનંગ તણી આગમાં
શીળા સમીરે કાયા મારી આ કંપતી
ધડકે છે છાતલડીને આંખલડી થંભતી
મારી રાતડી જુગ જેવી જાય

**સુશીલા અને માધવરાયઃ—૧૮**

હું તો મોહી પડી છું દિલદાર રસિકવર રંગભીના
મીઠા માણો માણીગર વિહાર રસિકવર રંગભીના
રાવણની બ્હેન દૂર રહેજો રસિકડી
જોયાં તમોને ત્યાંથી આવે છે આંકડી આ માવડી.
પ્રીતે શીખો પ્રીતિના પ્રકાર રસિકવર રંગભીના
અલબેલીજી આઘાં રહોજી અંતરીયું અકળાયે
નયન બાણના મારથકી તો સાફ છબીલા થાયે
કાળી છું પણ કામણગારી મારી અરજી માનો
જીવ લઇને મને જવાદો છેલ્લી અરજી માનો

**ફુંચનીઓઃ— ૧૯**

લાલી લાખ ગુલાબની એવા ગૌર કપોલ
વ્હાલજી વરણાગીયે લૂંટ્યા રસ અણમોલ
રસના મંદિરીયે મેં તો રજની વિતાવી
પીડાઓ સ્હેતાં સ્હેતાં પીડા પતાવી,
વસમી પીડાઓ અમને વ્હાલી વધારે લાગી

ફળીયો કાયાની ખીલી જ્યોતિ જીવનની જાગી
હૈયાંના હારે દીધાં હૈયાં હસાવી........
લલના લલિતના હૈયે લગની લાલાની લાગી
માયા મોહનની મળતાં ભ્રમણાઓ ભવની ભાગી
કાયા વૈતરણી તીરે કાયા કસાવી

રમણી:— ૨૦

એક હતી સુકોમળ બાળા એણે ગુંથી ફુલની માળ
રસના પંથે ભુલી ભમતી ત્યાં મળી પિયુની ભાળ
થઈ ઘાયલ હસી બિચારી જ્યાં જોયો પ્રેમ પ્રકાશ
જે પંથે જ્યોત દેખાણી એ હતો સહજ આભાસ
સ્નેહી થઈને સ્નેહ વૃક્ષની કાપી કોઈએ ડાળ
કળી કોમળ સાવ કુસુમની ત્યાં નવ ધરીએ કુહાર
કેમ ગમે છે તુજને કુદરત તરુણ હૃદય અંગાર
ભાન ભૂલી ભ્રમમાં ઘડનારે ઘડી અજબ ઘટમાળ.

# અંક ત્રીજો

સંતજન:— ૨૧

ભ્રમમાં ભુલેલ હંસા જોને જરા તો જાગી
તારા ગણે છે જેને જાશે તને એ ત્યાગી
ધરતો ગુમાની જેની લક્ષ્મી વહી જવાની:
કાયા છે સાવ ફાની લગની શું એની લાગી.
સુકૃત્ય કંઈક કરજે અવસર ફરી ન આવે:
આવી અજલ ખડી ત્યાં મળશે ન ઘડી માગી.

શુશીલાઃ— ૨૨

તુમ્હી મેરે દિલમેં સમાયે હુવે હો
તુમ્હી નાથ નજરો મેં આયે હુવે હો
પ્રભુકી કસમ કુચ્છ નજર તો મીલાવો
નજર સે નજર ક્યું ચુરાયે હુવે હો
મઇં મંય તુમમેં તુમ હો એ પરવા
જીગરપે છુરી ક્યું ચલાયે હુવે હો
જુદાઇ કી ઘડીયાં હમે કષ્ટ દેતી
દુઃખી કો ક્યું પાગલ બનાયે હુવે હો.

મોતી-માધવરાયઃ— ૨૩

મારા જીવનના આધાર આજ઼ું શું બોલું
સમજે અણબોલ્યા ઉદ્દગાર આજ઼ું શું બોલું
જોબન ઘેલી નવલ નવેલી પામ્યો સુંદર સજની
વિતિ વેળા પ્રખર તાપની સુખની આવી રજની
ઉઘડયાં મનમંદિરનાં દ્વાર આજ઼ું શું બોલું
રસ સરવરની પાળે રસિયા વિત રસભર રાતો
પાતળીયા પ્રીતમજી અમને મીઠી એ એકાંતો
કોમળ શૈયાના શણગાર આજ઼ું શું બોલું.

—.·. સમાપ્ત .·.—

